



॥ શ્રી ગણેશાય નમઃ ॥

# શ્રી અખિલ ભારત સતપંથ મંડળનું બંધારણ

સંવત ૨૦૨૨ના અષાડ સુદ ૮ ને

રવિવાર તા. ૨૬-૬-૬૬ 1966

સ્થળ : બેગમપુરા, સતપંથી મંદિર, સુરત.

—: કારોબારી સમિતિના સભ્યો :—

(૧) શ્રી લાલભાઈ રામજીભાઈ કોન્ટ્રાકટર, પ્રમુખ

(૨) શ્રી મગનભાઈ વાલાભાઈ પટેલ, ઉપપ્રમુખ

(૩) શ્રી ભગવાનદાસ નગીનદાસ દાળવાલા, મંત્રી

(૪) શ્રી નાથુભાઈ એસ. જાદવ, સહમંત્રી

(૫) શ્રી મોતીલાલ હરગોવનદાસ માસ્તર, સહાયકમંત્રી

(૬) શ્રી મંગુભાઈ કાનજીભાઈ પટેલ, સહાયકમંત્રી

(૭) શ્રી નગીનદાસ સુલચંદદાસ, જરીવાળા ખજાનચી





॥ શ્રી ગણેશાય નમઃ ॥

# શ્રી અખિલ ભારત સતપંથ મંડળનું બંધારણ

## સંવત ૨૦૨૨ના અષાડ સુદ ૮ ને રવિવાર તા. ૨૬-૬-૬૬ 1966

સ્થળ : બેગમપુરા, સતપંથી મંદિર, સુરત.

—: કારોબારી સમિતિના સભ્યો :—

(૧) શ્રી લાલભાઈ રામજીભાઈ કૉન્ટ્રાક્ટર, પ્રમુખ
(૨) શ્રી મગનભાઈ વાલાભાઈ પટેલ, ઉપપ્રમુખ
(૩) શ્રી ભગવાનદાસ નગીનદાસ દાળવાલા, મંત્રી
(૪) શ્રી નાથુભાઈ એસ. જાદવ, સહમંત્રી
(૫) શ્રી મોતીલાલ હરગોવનદાસ માસ્તર, સહાયકમંત્રી
(૬) શ્રી મંગુભાઈ કાનજીભાઈ પટેલ, સહાયકમંત્રી
(૭) શ્રી નગીનદાસ સુલચંદદાસ, જરીવાળા ખજાનચી

ॐ

શ્રી ગણેશાય નમઃ

# શ્રી અખિલ ભારત સતપંથ મંડળ, સુરત.

# —: બંધારણ :—

[ અખિલ ભારતમાં વસતાં તમામ હિન્દુ—સતપંથ ધર્મના અનુયાયીઓને સંગઠિત કરી, તેમની ધાર્મિક, આધ્યાત્મિક, નૈતિક તથા શૈક્ષણિક ઉન્નતિ સાધી ઉત્થાન કરવા માટે આ મંડળ રચવામાં આવ્યું છે. ]

**૧. નામ :**

આ મંડળનું નામ શ્રી અખિલ ભારત સતપંથ મંડળ રહેશે.

**૨. કેન્દ્રસ્થાન :**

આ મંડળનું કેન્દ્રસ્થાન યાને કાર્યાલય,

ખાડા મુખીનુ સતપંથ મંદિર, બેગમપુરા, રાણાશેરી, સુરત રહેશે.

**૩. મુખ્ય ધ્યેય અને ઉદ્દેશ :**

(अ) સતપંથ ધર્મ અને તેના અનુયાયીના ધાર્મિક હિત સંબંધોની ભાવનાને પૂર્ણ સ્વરૂપે જાગૃત રાખી, તેઓમાં અન્યોન્ય ઐકયતા અને માનવ કલ્યાણની પ્રણાલિકાઓને જાળવવાની રહેશે.

(ब) સતપંથ ધર્મના સાહિત્યમાં ભાષાકીય સરળતા જાળવવા પ્રયત્નો કરવા. તેમજ ધાર્મિક સાહિત્ય સ્પષ્ટ સમજી શકાય તેવી ભાષામાં ખીલવવા ધનિષ્ઠ પ્રયત્નો કરવા. change literature

(क) આ ધર્મમાં સંપૂર્ણપણે માનતા ધર્મપ્રેમી ભાઈઓ પૈકી કે જેઓ આર્થિક સંકડામણ અનુભવતા હોય, તેઓને જરૂરી મદદ માટે શકય પ્રયાસો કરવા. તેમજ કેળવણી માટે પણ યોગ્ય કરવા.

(ड) સતપંથ ધર્મના પવિત્ર તીર્થ સ્થળોની ઉન્નતિ માટે પ્રયાસો કરવા.

૪. કાર્યક્ષેત્ર :

સમગ્ર ભારતમાં કે જ્યાં જ્યાં સતપંથી વસે છે. તેમજ જ્યાં જ્યાં સતપંથ સંપ્રદાયના મંદિરો કે પૂજાના સ્થાનો છે, તે સ્થળો સુધીનું રહેશે.

૫. કાર્ય :

સતપંથ ધર્મના તીર્થસ્થાનો, મંદિરો અને પૂજા સ્થાનોને અનુલક્ષીને તેના અનુયાયીઓમાં ધર્મની ભાવના અને શ્રદ્ધાને પૂર્ણપણે વિકસિત કરવા માટે ભાવનાશીલ પ્રયાસો કરવા. જેવાં કે, સમૂહપૂજન, સત્સંગ, ધાર્મિક અધિવેશનો અને વિચાર વિનિમય સભાઓ યોજાશે.

આ સંપ્રદાયના હિત-સંબંધો અને ભાવનામાં રક્ષણ માટે તથા આ ધર્મ કે તેના અનુયાયીઓને ન્યાયી અને અધિકારપૂર્ણ સવલતો મેળવવા માટે આ મંડળ તમામ પ્રયાસો કરશે.

૬. સભ્ય :

(अ) સતપંથ સંપ્રદાયની પ્રત્યેક પુખ્તવયની પુરુષ કે સ્ત્રી વ્યક્તિ આ મંડળના સભ્ય થવાને લાયક ગણાશે.

(ब) સભ્ય થનાર વ્યક્તિ માટે નીચેના કોઈપણ એક પ્રકારની સભ્ય ફી

૧. આજીવન સભ્ય ફી. રૂ. ૫૧-૦૦
૨. માનદ્ સભ્ય ફી. રૂ. ૨૫-૦૦
૩. સામાન્ય (વાર્ષિક) સભ્ય ફી. રૂ. ૨-૦૦

(क) ભારતમાં કે ભારત બહાર વસતાં કોઈપણ હિન્દુ સતપંથી આ મંડળના સભ્ય થઈ શકશે અને તેને મંડળના કાર્યોમાં ભાગ લેવાનો સંપૂર્ણ અધિકાર રહેશે.

(ड) કોઈપણ વ્યક્તિ તરફથી આ મંડળને કોઈપણ પ્રકારની ભેટ મળશે તો તેનો સાભાર સ્વીકાર કરવામાં આવશે.

૭. વહીવટી વર્ષ :

આ મંડળનું વહીવટી વર્ષ હિન્દુમીતિ પ્રમાણે કારતક સુદ-૧ થી તેજ વર્ષના આસો વદ.૦)) સુધીનું ગણાશે.



## ૮. વાર્ષિક સાધારણ સભા :

આ મંડળની વાર્ષિક સાધારણ સભા વર્ષમાં એકવાર મળશે. જેમાં નિયુક્ત થયેલી કાર્યવાહક સમિતિ પોતાનો વાર્ષિક અહેવાલ રજુ કરી, આગામી વર્ષ માટેના કાર્યક્રમોની રૂપરેખા રજુ કરશે. જરૂર જણાયે આ સભામાં મંજૂર થયેલા નિયમો, ઠરાવો અને અન્ય માહિતી સભ્યોની જાણ માટે છપાવીને વહેંચાશે.

સાધારણ સભા બોલાવવા માટે ઓછામાં ઓછા પંદર દિવસ અગાઉ સભ્યોને ખબર આપવાની રહેશે.

## ૯. ખાસ સભા :

અનિવાર્ય સંજોગોમાં કે અગત્યના કાર્ય માટે આ ખાસ સભા ખબર આપીને બોલાવવામાં આવશે. ઉપરની સાધારણ તેમજ ખાસ સભામાં હાજરી આપવાનો તેમજ હાજર રહી મત આપવાનો દરેક સભ્યને અધિકાર રહેશે.

મંડળના કોઈ સભ્યને ખાસ સભા બોલાવવી હશે તો તેમને ૫૧ સભ્યની સહી સાથે પ્રમુખને અરજી કરવાની રહેશે.

## ૧૦. કોરમ :

સાધારણ તેમજ ખાસ સભાઓમાં ૧/૩ ભાગના સભ્યો, સભાઓનું કોરમ ગણાશે. કોરમના અભાવે મુલતવી રહેલી સભા, અર્ધા કલાક પછી ફરી મળે ત્યારે તેને કોરમનું બંધન રહેશે નહિ.

## ૧૧. કાર્યવાહક સમિતિ :

મંડળના કાર્યને સુવ્યવસ્થિત અને બંધારણીય રીતે ચલાવવા માટે એક કાર્યવાહક સમિતિ નીમવી.

૧. આ સમિતિ મંડળના સભ્યોમાંથી ચૂંટેલા પચ્ચીસ સભ્યોની રહેશે.

૨. આ પચ્ચીસ સભ્યો મંડળની સાધારણ સભા દ્વારા ચૂંટવામાં આવશે.

૩. આ પચ્ચીસ સભ્યોમાંથી એક પ્રમુખ, ત્રણ ઉપપ્રમુખ, એક મંત્રી, બે સહમંત્રી અને એક ખજાનચીની નિમણુંક કરવામાં આવશે. જે સાધારણ સભા દ્વારા જ બહુમતિથી ચૂંટાશે

૪. આ સમિતિ અને તેના હોદ્દેદારોની ચુંટણી દર ત્રણ વર્ષે

૫. આ સમિતિ ચુંટાયા પછી, તેના કોઈપણ સભ્ય કે હોદ્દે કોઈપણ કારણસર જગા ખાલી પડશે તો તે સમય મર્યાદા માટે મં સભ્યોમાંથી અન્ય કોઇને પણ નિયુકત કરી શકાશે.

૬. મંડળની કાર્યવાહીની નોંધ, નાણાકીય જવાબદારી તથા પત્રવહેવાર વગેરેની તમામ પ્રકારની જવાબદારી સમિતિ અને હોદ્દેદારોની ગણાશે

૭. કાર્યવાહક સમિતિની મિટિંગ દર ચાર મહિને બોલાવ રહેશે.

૮. કાર્યવાહક સમિતિનો કોઈપણ સભ્ય રજા વગર સતત મિટિંગમાં હાજર નહિ રહે તો, તેને આ સમિતિમાંથી રદ ક આવશે.

૧૨. પ્રમુખ :

મંડળના ચુંટાયેલા પ્રમુખ, મંડળ તેમજ કાર્યવાહક સ પણ પ્રમુખ ગણાશે. અને મંડળની તેમજ કાર્યવાહક સ સંચાલનની જવાબદારી તેમના શીરે રહેશે.

૧૩. ઉપપ્રમુખ :

પ્રમુખના કાર્યમાં સહકાર આપશે અને પ્રમુખની ગેરહા તે પ્રમુખની જવાબદારી સંભાળશે.

૧૪. મંત્રી :

મંડળની કાર્યવાહીની નોંધ તથા ખજાનચીના હિસાબો તપાસવા અને પ્રમુખ સૂચવે તે કાર્યો મંત્રીએ કરવાના રહેશે.

(અ) મંડળના કાર્યો કરવા માટે, મંત્રી રૂા. ૧૦૦ સુધીની હાથ પર રાખી શકશે. ખર્ચેલી રકમ માટે તેમને કા સમિતિની બહાલી મેળવવી પડશે.

(બ) તમામ પ્રકારનો પત્રવહેવાર, વાર્ષિક હિસાબો અને અ તૈયાર કરી રજૂ કરવાની જવાબદારી મંત્રીની રહેશે.

**૧૫. ખજાનચી :**

(अ) ખજાનચી પાસે આખા મંડળની નાણાંકીય જવાબદારી સોંપવામાં આવશે. મંડળના નાણાંનો સદ્ઉપયોગ થાય અને વ્યવસ્થિત વહેવાર ચાલે તે માટે ખજાનચી, મંત્રી અને પ્રમુખના સંયુક્ત નામે બેંકમાં નાણાં મૂકવા.

(ब) જરૂર જણાય ત્યારે ત્રણમાંથી ગમે તે બેની સહીથી તે નાણાં ઉપાડી શકશે. અને ચેક પણ લખી શકશે.

(क) મંડળની નાણાંકીય જવાબદારી ખજાનચીની ગણાશે.

(ड) પ્રમુખ અને સમિતિની સંમતિથી ખજાનચી મુકરર રકમ હાથ ઉપર રાખી શકશે.

(इ) મંડળના હિસાબી ચોપડા ખજાનચી રાખશે. અને તે મંત્રીને બતાવવાના રહેશે.

**૧૬. નાણાં, ખર્ચ અને ભંડોળ :**

(अ) મંડળના કાર્યોને નિભાવવા માટે થતા ખર્ચમાં મંડળ નીચે જણાવેલ પ્રકારોથી નાણાં મેળવી તેનો ઉપયોગ કરી શકશે.

૨. મંડળના સભ્યોની સભ્ય ફી. ૨. ભેટ કે દાનમાં મળેલી રકમો. ૩. મંડળના ભંડોળમાંથી ઉત્પન્ન થતું બેંકનું વ્યાજ કે શેર ડિવિડન્ડ. ૪. મંડળના સભ્ય કે કોઈ વ્યક્તિ દ્વારા સ્વેચ્છાએ આવેલી રકમો. ૫. જરૂર જણાય ત્યારે મંડળ તરફથી ઉઘરાવવામાં આવતી ટીપ, લવાજમોની રકમો. તેમજ સંતપંથ માસિકના લવાજમથી.

(ब) ઉપરોક્ત નાણાં મંડળના ઉદ્દેશ અને હેતુઓને લક્ષમાં રાખી, સતપંથ ધર્મના હિતાર્થે વપરાશે.

(क) મંડળ અને કાર્યવાહક સમિતિને આવશ્યક લાગે તો, આ નાણાં કે તેનો અમુક ભાગ, સતપંથ સંપ્રદાય કે મંડળની પ્રતિષ્ઠા વધારવા માટે સ્થાવર મિલ્કત બાંધવા કે ખરીદવામાં પણ રોકી શકશે.

(ड) મંડળના નાણાંનો ઉપયોગ સંપ્રદાય અને મંડળના પ્રચારાર્થે, માસિક પત્રિકા કે સત્સંગો દ્વારા પણ કરી શકશે.

(ફ) મંડળના નાણાંનો ઉપયોગ તેની સભાઓ યોજવા તથા જરૂર જણાયે અધિવેશન કે સંમેલનો યોજવામાં પણ કરી શકશે. પરંતુ પ્રત્યેક બાબતમાં તેના ખર્ચની મર્યાદા બાંધવાની રહેશે. જેને કાર્યવાહક સમિતિની સંમતિ લેવી જરૂરી ગણાશે.

**૧૭, હિસાબ તપાસણી :**

આ મંડળનો હિસાબ કાર્યવાહક સમિતિના સભ્યોમાંથી કોઈ માનદ ઓડિટર અને જરૂર લાગે તો સરકારે માન્ય કરેલ ઓડિટર પાસે ઓડિટ કરાવવાનો રહેશે. જેને સભ્યોની જાણ માટે છપાવીને વહેંચવાનો રહેશે.

૧૮. આ મંડળ અને તેના કાર્યો બીન સરકારી, બીન રાજકીય અને બીન પક્ષીય છે. જે કોઈપણ જાતના જ્ઞાતિવાદથી પર છે. તેનો હેતુ અને કાર્ય માત્ર સતપંથ સંપ્રદાય અને તેના અનુયાયીઓ પૂરતોજ મર્યાદિત છે.

ઉપરનું બંધારણ, તા. ૨૬-૬-૬૬ ને રોજ યોજવામાં આવેલી સુરતની સાધારણ સભામાં, મંડળના સભ્યોની હાજરીમાં સર્વાનુમતે પસાર કરવામાં આવ્યું છે.

પ્રમુખ,

શ્રી અખિલભારત સતપંથ મંડળ, સુરત.



શ્રી ૧।

શ્રી સદ્‌ગુરૂ મહારાજની પ્રેરણાથી સુરત જીલ્લા સતપંથી કમીટિ દ્વારા સુરત જીલ્લામાં સાત શ્રી અખિલ ભારત સતપંથ સંમેલનો યોજાયા છે. જે પ્રથમ સુરત શ્રી સતપંથી સેવામંડળ બેગમપુરા બોડાસુખી મંદિર (૨) અઠવા મુકામે (૩) ભાટપોર મુકામે (૪) કુમસ મુકામે (૫) ભાઠા મુકામે (૬) ભરૂચ (૭) સુરત શહેર નવાપુરા શ્રી કાનબાઈ સતપંથી મંદિરમાં આમ સાત સંમેલનો સારી રીતે ઉજવાયા હતા જેથી સતપંથમાં જાગૃતિ આવી હતી અને ઉગતી ભવિષ્યની પ્રજામાં આપના સતપંથ ધર્મ માટે લાગણી ઉદ્‌ભવી હતી, શ્રી સતપંથી સેવા મંડળ બેગમપુરા બોડાસુખી સતપંથી મંદિરમાં છે જેના આશ્રયે ૩૨ વર્ષ થયા શ્રી સતપંથ સંમેલનો હરવર્ષ જેઠ સુદ ૪ ના શુભ દીને સુરતમાં ઉજવાય છે જેમાં અખિલ ભારતના સતપંથી ભાઈ ઓ ભાગ લે છે અને આ મંડળનો ઉદેશ પણ સતપંથ ધર્મ ઉન્નતિને માર્ગે જાય એવા આશ્રયથી થાય છે. જેમાં ચાલુ વર્ષે આ સતપંથી સેવામંડળ તરફથી શ્રી સદ્‌ગુરૂના શાસ્ત્રો ભજનો રૂપે સરળ ગુજરાતી ભાષામાં પ્રગટ કરવાના છે. જેમાં ભજનો, પ્રાર્થના બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, શક્તિ માતાની સ્તુતિ, પ્રાર્થના, શ્લોક તથા ક્ષમાપ્રાર્થના આરતી થાળ સાથે નાનકડી પુસ્તિકા પ્રગટ કરવાનો છે. તો આ મંડળના સભાસદ બનીને આ પવિત્ર કાર્યમાં દરેક ધર્મી ભાઈબહેનો સાથ સહકાર આપશો એવી આશા રાખીએ છીએ અને હરેક સતપંથી ભાઈ ઓ પોતાના મંદિરે તથા ગામમાં આ બાબતનો મંત્રી પ્રચાર કરે. અને બને તેટલા વધુ સભાસદો નોંધશો જેથી આગળ ઉપર આ મંડળ તરફથી એક સતપંથ ધાર્મિક માસિક બહાર પડશે. બીજું આ પવિત્ર કાર્યમાં બને તેટલો સારો સહકાર આપી આજીવન સભ્ય તરીકે નામ નોંધાવશો. આ કાર્યને વેગ આપવા નમ્ર વિનંતી છે.

એજ પ્રાર્થના

મંત્રી

પ્રકાશક : લાલભાઈ રામજીભાઈ કોન્ટ્રાકટર
મુદ્રક : મણિલાલ કે. રાણા, ધી કૃષ્ણ પ્રિન્ટીંગ. પ્રેસ, નવાપુરા નવીસડક, સુરત–૧.